# બ્રાહ્મણજાતિ ઇતિહાસ

અને

# [illegible]ચીન ભારતમાં વર્ણાન્તર લગ્ન.



લેખક

શ્રી હરિપદ શાસ્ત્રી,

એમ. એ.

મૂલ્ય ૦-૩-૦

ુસ્તક શ્રી હરિપદ શાસ્ત્રી, એમ. એ. રચ્યું અને
ક સ્ટ્રીટ, કોટ, મુંબઇ નંબર ૧૨-૧૬ વાળા મકાનમાં
ી 'હીંદુસ્થાન' પ્રેસમાં, મી૦ છોટાલાલ પુરૂષોત્તમદાસ
મહેતાએ છાપી અને ઉપરે ઠેકાણે પ્રગટ કર્યું છે.

—:૦:—

ના જાતિ વર્ણનો ઇતિહાસ વિસરી
તો 'જાતિ' શબ્દના અર્થથી અજ્ઞાન
ચાર વર્ણના નામ પણ તેને આવડતાં
. પંડિતો પોત પોતાના જાતિના ઇતિહાસ

ન ઘણાં બ્રાહ્મણ પંડિતો સાથે વાતચીત કરી છે અને ોપ પરથી મને જણાયું છે કે બ્રાહ્મણો પોતે પો ત્પત્તિ અથવા પોતાની જાતિના ઇતિહાસને જાણતાનથી–આ સ પણ એક વધુ ખેદજનક બીના તો એ છે કે વર્ણ અથવા સબંધનો કાંઇક પ્રશ્ન ઉભો થતાં કેટલાક સ્માર્ત પંડિત મહ સ્મૃતિના વાકયોનો જેમ તેમ ઉપયોગ કરી પોતાનામાં પડેલા ખ સંસ્કાર શાસ્ત્રો અનુસાર છે એવું મંડન કરી ગડબડા મંડી પડે છે હવે આથી સાધારણ માણસો શાસ્ત્રાર્થને તોળ શકિતમાન થતા નથી, અરસપરસના વિરોધી શાસ્ત્ર પ્રમાણો આ વામાં પરિણામે ધર્મ માટેની લોકોની શ્રધ્ધા ડગતી છે વળી પ્રાચીન સ્મૃતિમાં અસવર્ણ વિવાહ નીશીધ્ધ કરવામાં આવ્યો નથી. તથા ત્રણ યુગસુધી વિવ...ના આ પદ્ધતિ પ્રચલીત હતી આ સત્ય બીનાની આ પંડિત મહાશયો દરકાર કરતા નથી ધર્મપત્નિ કોને કહી શકાય, વારસદાર પુત્ર કોણ થઇ શકે, પાણિગ્રહણ શબ્દનો અર્થ શો વિગેરે બાબતોથી આ લોકો બીલકુલ અજ્ઞાન છે. વર્ણ શંકર શબ્દનો અર્થ કરવા જતા પંડિત તારાનાથ તર્કવાચસ્પાતિ તથા કુશળ અધ્યાપક શ્રીયુત કૃષ્ણકમળ ભટાચાર્ય જેવા પણ ભ્રમમાં પડયા છે તો પછી બીજાઓનુ તો કહેવુંજ શું! બ્રાહ્મણથી પરણાએલ ક્ષત્રીય, અથવા વૈશ્ય કન્યાને પેટ જન્મેલ પુત્ર, વર્ણશંકરણ નથી એ વાતનો વીચાર કરવાનો આ મહાશયોને સમય મળ્યો નથી–કાલના પ્રભાવથી પંડિતોના હૃદયમાં એક તરેહના મહાન ભ્રમે સ્થાન લીધું છે. ધર્મ

ત્રણ પગે લંગડો થઇ એક પગે જેમતેમ ઉભો રહયો છે. પરન્તુ જો બ્રાહ્મણોની બુદ્ધિમાં ઉપર પ્રમાણેના ભ્રમે સ્થાન લીધું ન હોત તો આજે ધર્મ ચારે પગોએ ઉભો રહી શોભા આપી રહયો હોત.

મને લાગે છે કે મેધાતીથ અને કુલ્લૂકની ભ્રમમય ટીકાજ આ સર્વ ખરાબ સંસ્કારનું મૂળ છે. આ સર્વ ટીકા સર્વ સ્માતૃપંડિતોની ઉપજીવીકા થઇ પડવાથી તેઓ ખોટે રસ્તે દોરવાયા છે અને કોઇ રીતે આત્મરક્ષા કરી શકતા નથી. બંગાળાના પંડિતોજ આ રીતે ખોટે માર્ગે દોરવાયા છે એમ નહિ. પશ્ચિમના પંડિતો પણ કુલ્લૂક વિગેરેની ટીકાઓનું અનુસરણ કરી શાસ્ત્રોના મર્મને સમજી શકયા નથી અને શકતા નથી. કેટલાક સમય પહેલાં મહામહોપાધ્યાય શ્રીયુત ગંગાનાથા ઝા, એમ. એ. પી, એચ. ડી. મારા સિધ્ધાન્તથી વિરૂધ્ધ હતા પણ ત્યાર પછી શાસ્ત્રોમાંથી મેં તારવી કાઢેલા પ્રમાણો વાંચી તેમણે ૧૯૧૯ ના નવેમ્બરની ચોથી તારીખે મારી પર એક પત્ર લખી મને જણાવ્યું કે 'From the array of authorities you have collected on the subject of 'VarnaSamkar', the conclusion drawn by you appear to be simply irresistible'.

આટલુંજ નહિં પણ મહામહોપાધ્યાય કવિરાજ શ્રીયુત ગણનાથ એન. સરસ્વતી. એમ. એ વિદ્યાનીધિએ પણ આ પુસ્તકમાંના શાસ્ત્રોઅનુસારના મંડનની પ્રશંસા કરી છે. બંગવાસી કોલેજના સંસ્કૃતના મુખ્ય પ્રોફેસર, પંડિત યોગીન્દ્રનાથ ભટ્ટાચાર્ય એમ. એ, મેં બહાર પાડેલ મનુસ્મૃતિના અન્તમાં લખેલ વર્ણશંકર તેમજ જાતિવર્ણ સબંધેની દલીલો વચી ઘણાજ સંતોષ પામ્યા હતા અને મને તેમણે આશીર્વાદ આપી મારા કાર્યમાં ઉત્સાહીત કર્યો હતો. આ રીતે ઘણાં ઘણાં કુશળ પંડિતોના ઉત્સાહથી ઉત્સાહીત બની, આ મારૂં કર્તવ્ય છે એમ માની આજે આ પુસ્તક બહાર પાડું છું.

રાજાના અભાવથી હવે હાલમાં ધર્મનું રક્ષણ કરનાર ફક્ત બ્રાહ્મણોજ છે. આથી શાસ્ત્રોનો મર્મ બ્રાહ્મણોએ જાણવોજ જોઇયે. આ તેમનું ખાસ કર્તવ્ય છે. જો હિન્દુધર્મને બચાવવો હોય, જો જગતમાં હિન્દુજાતિના અસ્તિત્વને કાયમને માટે ચાલુજ રાખવું હોય તો હવે 'કુવામાંના દેડકા'ની પ્રણાલિને દૂર મૂકવી પડશે. એ પ્રણાલિ વર્તમાનમાં કદીપણ ચાલી શકશે નહિ. સમુદ્રની અનન્તતા જેવા આપણાં ૠષિવરોની ભવ્ય ઉદારતામય શાસ્ત્રોના ગૂઢ ભાવાર્થને બરોબર સમજી પ્રકૃત ધર્મમાર્ગમાંજ ચાલવું પડશે. બ્રાહ્મણો ખરા ધર્મને જાણી જાગ્રત થાઓ. તમારા અને બીજાના ધર્મની રક્ષા કરી જગતમાં બ્રાહ્મણ–મહાત્મ્યનો રણકાર પ્રસરાવો.

આ સ્થલે હું જાહેર પ્રજાને આ પુસ્તક બરોબર ધ્યાન પૂર્વક વાંચવા વિનંતિ કરૂં છું. બ્રાહ્મણ પંડિતોને આ પુસ્તક વાંચવાની સુલભતા થાય એ માટે મેં તેઓને આ પુસ્તક અર્ધ કિંમતે આપવાની વ્યવસ્થા કરી છે. પરન્તુ આવી રીતે અર્ધ મૂલ્યે આ પુસ્તક મારી પાસેથીજ તેમને મળી શકશે. બીજાઓ પાસેથી નહીં. આ પુસ્તક વાંચવાથી જો એક પણ બ્રાહ્મણના હદ[illegible]ાં શાસ્ત્રો વાંચવાની ઇચ્છા ઉત્પન્ન થશે, જો એકાદના પણ ઘણાં લાંબા સમયથી પડી ગએલા ખરાબ સંસ્કારો આ પુસ્તકથી નાશ પામશે તો મને લાગે છે કે આ પુસ્તક તૈયાર કરવાની મારી સર્વ મહેનત સફળ થશે.

શ્રી હરિપદ શાસ્ત્રી.

---

# પ્રસ્તાવના.

માનનીય મી૦ પટેલના લગ્નના બીલે હિંદુસ્તાનની પ્રજામાં ભારે ખળભળાટ કર્યો હતો, કેટલાક સુધારકો તે બીલના મુદ્દાને ઉત્સાહથી વધાવી લેતા હતા અને અંતઃકરણથી તેને ટેકો આપતા હતા; ત્યારે રૂઢિરક્ષકો તે બીલને સમાજને અહિતકર અને વિધ્વંકશ લેખતા હતા. બન્ને પક્ષો પોતપોતાનું સમર્થન કરવા બ્હાર પડયા હતા અને કેટલેક સ્થળે મોટાં વાક્ યુદ્ધ શરૂ થયાં હતાં. આ વાદવિવાદની ધુળના વાદળમાં લગ્ન સંબંધે હિંદુ સમાજનો પૂરાણ અને ઇતિહાસની દૃષ્ટીએ, તેમજ શાસ્ત્રોની મર્યાદાનુસાર ખરૂં તત્વ શું છે, તે ઢંકાઇ ગયું હતું. બંગાળના જાણીતા ધુરંધર વિદ્વાન શાસ્ત્રી હરિપદ એમ. એ. શાસ્ત્રના અરણ્ય સમાન ગહન જનપદરહિત ક્ષેત્રમાં વિચરી, જે દૃષ્ટાંત બ્હાર આણ્યાં છે. તે હિંદુ માત્રને મનન્ કરવાં જેવાં છે. વિદ્વાન શાસ્ત્રીએ પ્રમાણો રજુ કર્યાં છે અને 'વર્ણશંકરત્વ' સંબંધી જે ચર્ચા ઉપસ્થિત કરી છે, તે પરથી વાંચકો પોતેજ તુલના કરી

શકશે કે જે 'શાસ્ત્ર'ની બુમ મારે છે, તેઓ શાસ્ત્રનાં ખરાં રહસ્યથી કેવા અજ્ઞાન છે અને શાસ્ત્રોમાં શું કહ્યું છે તેની પણ તેમને ખરી કલ્પના નથી.

આ મહત્વની બાબતમાં નિષ્પક્ષપાત વિચાર કરવાના સાધન તરીકે, શાસ્ત્રનો ખરો મર્માર્થ સમજવાને પંથપ્રદર્શક તરીકે આ પુસ્તકની ઉપયોગિતા ઓછી નથી.

અમે આશા રાખીએ છીએ કે આ ન્હાના પુસ્તકને પ્રગતિશીલ અને વિચારવંત, નવીન ગુજરાત આદરથી વધાવી લેશે.

રમણીક અ. મ્હેતા.



# બ્રાહ્મણજાતિનો ઈતિહાસ.

ઑનરેબલ મી૦ પટેલના હીન્દુ વર્ણાન્તર લગ્નના બીલને લઇને આખા દેશમાં ભારે ચળવળ ઉભી થઇ છે. આ પ્રસંગે જાહેર પ્રજા પાસે પુષ્કળ બીનાઓ શાસ્ત્રીય પુરાવા તરીકે આ ખરડાની વિરૂદ્ધમાં રજુ કરવામાં આવી છે પરન્તુ આમાંનો ઘણો મોટો ભાગ બીલકૂલ પાયા વગરનો અને અશાસ્ત્રીય છે. હું આ ખરડાની વિરૂદ્ધમાં નથી તેમજ તેના પક્ષમાં પણ નથી. એ ખરડાથી આપણને લાભ થશે કે હાનિ તેનો અહિંયા વિચાર અને ચર્ચા કરવાનો મારો ઉદ્દેશ નથી પરન્તુ ડાહયા અને બુદ્ધિમાન પુરૂષો આ બીલની વિરૂદ્ધ જાણેઅજાણે જે અસત્યનો પ્રચાર કરે છે તે વિરૂદ્ધ આજ હું ઉભો થયો છું. પુષ્કળ પંડિતો શાસ્ત્રો ન જાણનાર સાધારણ માણસોને નિઃસંકોચે કહે છે કે વર્ણાન્તર લગ્ન નિંધ્ય અને શાસ્ત્ર વિરુદ્ધ છે. આ લોકો ધારે છે કે હિન્દુઓના શાસ્ત્રોમાં વર્ણાન્તર લગ્નના સંબંધમાં કાંઇ વિધી આપવામાં આવેલ નથી. આ લોકો જો પ્રતિલોમ વિવાહની અથવા દ્વીજોના શુદ્રો સાથેનાં લગ્નની નિન્દા કરતા હોતતો તો કંઇક ઠીક હોત, અને અમુક રીતે શાસ્ત્રની મર્યાદા રક્ષાઇ હોત પરન્તુ તેમ તો છેજ

નહિ'* શાસ્ત્રમાં વર્ણાન્તર લગ્નની વિરૂદ્ધનું નહિ એવું જે વિધાન, ત્રિવર્ણાય અનુલોમ વિવાહ, આપવામાં આવેલ છે તેનું પણ આ પંડિતો ખંડન કરતાં જણાવે છે કે દ્વીજની અનુલોમ દ્વીજ પત્નિ એ કાયદેસર ધર્મપત્નિ નથી અને આ પત્નિના ગર્ભમાંથી જન્મેલો પુત્ર કાયદેસર વારસ નથી. એ પુત્ર તો વર્ણશંકર છે. વિગેરે વિગેરે.

## શાસ્ત્રોનો નાશ અને ધર્મનો લોપ.

ઉપલી બાબતને પટેલ બીલના સબંધે સત્ય ઠરાવવા માટે ભારે પ્રમાણો આપવામાં આવે છે તેમજ અસત્યને સત્ય મનાવવા ભગીરથ પ્રયત્નો થાય છે. આવા પ્રયત્નો કરનારના હૃદયોમાં એક બીજી ભ્રમમય ધારણા રહેલી છે એમ સ્પષ્ટ જણાય છે. એ ધારણા એ છે કે બ્રાહ્મણજાતિ સવર્ણ વિવાહથી ઉત્પન્ન થએલ છે પરન્તુ વસ્તુતઃ તેમ નથી. બ્રાહ્મણજાતિ સવર્ણ વિવાહથી સંભુત થએલ છે. ઉપલા ભ્રમને લઇને પટેલ બીલ વિરૂદ્ધ પ્રયત્ન કરનારાઓ ખાસ કરી વર્ણાન્તર લગ્નને નિન્દે છે.

બ્રાહ્મણજાતિ વર્ણાન્તર લગ્નોથી પરિપૂષ્ટ થએલ છે એ બીના હું પ્રાચીન કાલમાં ચાર વર્ણોમાં ચાલતી વિવાહ પ્રથા અને તેના

---

* દ્વીજના શુદ્ર સાથે વિવાહ અથવા પ્રતિલોમ વિવાહની શાસ્ત્રમાં નિન્દા કરવામાં આવી છે તોપણ તે પ્રાચીન સમયમાં થતા તો હતાજ. સૂત, માગધ, વૈદેહક, નિષાદ, ઉગ્ર, કરણ, આયોગર, અને ચંડાલ વિગેરે ઘણી જાતિઓ આવા વિવાહોમાંથી ઉત્પન્ન થએલ છે. મનુસ્મૃતિના દશમા અધ્યાયમાં આવી જાતિઓનો ઉલ્લેખ. છે શાસ્ત્રમાં મનાઇ કરેલ ભીન્નભીન્ન જાતિઓના સ્ત્રી અને પુરૂષો વચ્ચે સંયોગ ન થાય એ અસંભવિત છે. આ સંયોગ કુદરતિ છે અને આથીજ શાસ્ત્રકારોએ બધી જાતિઓને સમાજમાં ગૃહણ કરેલ છે. પહેલવહેલા આવી અસંખ્ય જાતિઓ આર્યસ-

દ્રષ્ટાન્તો વડે સીદ્ધ કરી આપીશ. એટલુંજ નહિ પરન્તુ ભારત વર્ષની દરેક જ્ઞાતિ વર્ણાન્તર લગ્નોથીજ પુષ્ટ થઇ છે તેમજ વૃદ્ધિ પામી છે એ સર્વ પણ આ સાથેજ સીદ્ધ થશે. હિન્દના કોઇપણ પ્રદેશમાં આ સવર્ણ વર્ણાન્તર લગ્નોથી પરિપુષ્ટ નહીં થએલ એવી કોઇપણ જ્ઞાતિ છેજ નહિ,

## પ્રથમ પ્રમાણ

મહાભારત વાંચતાં બીલકુલ સ્પષ્ટ જણાય છે કે ભૃગુના પુત્ર મહામુનિ ચ્યવન શ્યાતિરાજાની સુકન્યા નામની કુંવરી સાથે પરણ્યા હતા. અને આ ક્ષત્રિયબાળા સુકન્યાને પેટે ચ્યવન રૂષિના હકદાર પુત્ર પ્રમતિનો જન્મ થયો હતો. આ પ્રમતિની પત્નિ ધૃતાચીના ગર્ભમાંથી રૂરૂ ઉત્પન્ન થયા. રૂરૂ ગંધર્વ કન્યાને પરણ્યા અને તેમને શુનક નામનાં પુત્ર થયા. અને આજ શુનક ભારતના પ્રખ્યાત શૌનકના પ્રપિતામહ (દાદાના બાપ) છે. વળી વંદનીય ભૃગુવંશની બીજી એજ શાખા તરફ દ્રષ્ટિ નાંખતા જણાય છે કે મહિર્ષિ રૂચીજ ગાધીરાજની પુત્રી સત્યવતી સાથે પરણ્યા હતા. અને તેનેપેટે રૂષિનો જન્મ થયો હતો જમદગ્નિ રૂષિયે પ્રસનજીત રાજાની કુંવરી રેણુકા સાથે લગ્ન કર્યા અને રેણુકાને પેટે આખા ભારતમાં

---

માજમાં ચાર વર્ણમાં આવી જતી હતી. અને વર્તમાનમાં ઘણે સ્થળે આવી જાતિઓના પ્રાચીન નામોના રૂપાન્તર થએલાં દ્રષ્ટિ-ગોચર થાય છે. **ખરેખરી રીતે જોતાં એ સ્પષ્ટ જણાય છે કે હાલની હિન્દુ સમાજની કોઇપણ જ્ઞાતિ એકલા સવર્ણ વિવાહમાંથી ઉત્પન્ન થએલ નથી.**

પ્રખ્યાત થએલ પરશુરામનો જન્મ થયો. આતો ભૃગુવંશમાં જન્મેલા કેટલાક મહાત્માઓનીજ વાત થઇ. ભૃગુવંશમાં જન્મેલાઓએજ રાજાઓના જમાઇ થવાનો ઇજારો રાખ્યો હતોતેમ નહિ. બીજા રૂષિઓ ક્ષત્રિય રાજાઓના જમાઇ થઇ શકતા હતા. અને થયા હતા રામાયણમાં લખેલું છે કે રામચંદ્રજીની ભગીની શાન્તાનું લગ્ન વિભાન્ડક મુનિના પુત્ર રૂશ્યશૃંગ જોડે કરવામાં આવ્યું હતું. અને આજ શાન્તાનું વ્યાસ મહારાજે અગત્સ્યની પત્નિ લોપા મુદ્રા અને વશિષ્ટ પત્નિ અરૂન્ધતી જેવુંજ સ્થાન ગણ્યું છે અને સમાન વર્ણન આપ્યું છે. મહાભારતમાં વળી એ પણ જણાવવામાં આવેલું છે કે અગત્સ્ય ઇક્ષ્વાકુવંશના નીમી રાજાની કન્યા સાથે પરણ્યા હતા. મહર્ષિ અંગિરા રાજા મરૂત્તની કુંવરી સાથે વિવાહ સબંધથી જોડાયા હતા. હિરણ્ય હસ્ત રૂષિએ મહારાજા મદિરાશ્વની કન્યાને ધર્મપત્નિ તરીકે સ્વીકારી હતી. મુનિરાજ કૌન્સે ભગીરથ રાજાની પુત્રી હંસીને પત્નિ બનાવી હતી. વળી—બ્રાહ્મણત્વને* પામેલા વિશ્વામિત્રને તેમની પહેલાની પત્નિને પેટે મૃદગલ, કાશ્યપ, ગર્ગ યાજ્ઞવલ્ક્ય, ગાલવ, અને સુશ્રુત વિગેરે ઘણા બ્રાહ્મણ પુત્રો થયા, હતા. આ રીતે વિશ્વામિત્રના ક્ષત્રીય વંશમાંથી બ્રાહ્મણ વંશની ઘણી શાખાઓ ઉત્પન્ન થઇ આ સર્વ બીના

---

*કારણ, રાજા વિશ્વામિત્ર બ્રાહ્મણોના કર્મ કરવા લાગ્ય એટલે તેઓ બ્રાહ્મણ થયા.

મહાભારતમાં ઝળહળતા અક્ષરોએ લખાએલી× અને ભગવાન અગત્સ્ય લોપા મુદ્રાના લગ્ન વર્ણાન્તર લગ્ન હતા તેની કેટલાને ખબર છે? પિતૃઓની આજ્ઞાથી વંશની રક્ષા સારૂં અગત્સ્ય રૂષિ વિદર્ભરાજ નન્દિની લોપામુદ્રાને વર્યા અને આજ લોપામુદ્રાથી જન્મેલા સંતાનવડે પિતૃઓને સદ્ગતિ થઇ. (મહાભારત, વનપર્વ) હવે કાંઇ વધારે દ્રષ્ટાન્તની જરૂર છે ?

## દ્રષ્ટાન્ત અને શાસ્ત્રવિધીનું ઐકય.

મંત્ર દ્રષ્ટા અને શાસ્ત્ર કર્તા જગતમાન્ય બ્રાહ્મણોએ જે વૈદિક વિવાહ પદ્ધતિ યોજી છે તે સર્વ કોઇ આર્યને માટે છે. સમાજને માટે અમૂક પ્રકારની અને પોતાને માટે બીજા પ્રકારની એવી પદ્ધતિ તેમણે યોજી નથી. વેદ, સ્મૃતિ તેમજ આચારવીચારના પરિપાલનં પૂર્વક તેઓએ પોતાના સીધ્ધાન્તો આર્યસમાજના મૂળમાં ઉતારી દીધાં છે. આર્ય નરનારી તેમને પગલેપગલે ચાલ્યા, તેમના વિધાનને અનુસર્યા છે.

પ્રાચીન કાલમાં થએલા પુષ્કળ વર્ણાન્તર લગ્નોની સંતતિ કયાં ગઇ? શું આ સંતતિ અબ્રાહ્મણ થઇને જીવન ધારણ કરી રહી છે યા તો પૃથ્વીપર પરથી અલોપ થઇ ગઇ છે? ભૃગુવંશ અને

---

× બ્રાહ્મણ વર્ણ એ એક જાતિનો પેટા વિભાગ છે. વર્તમાનમાં બ્રાહ્મણો જેમ જુદા જુદા ધંધા કરે છે અને છતાં પણ એ જુદા જુદા ધંધા કરનારા બ્રાહ્મણો વચ્ચે કન્યા આપ લે કરવાનો રિવાજ છે. તેવીજ રીતે પ્રાચીનકાલમાં આર્યજાતિ ગુણ અને કર્મ પ્રમાણે બીજાબાજા વર્ણમાં વહેંચાએલી હતી તોપણ તેમાં અરસ્પરસમાં વિવાહ કરવાની પદ્ધતિ તો હતીજ, ગુણોના વિકાસને લઇને હલકા વર્ણવાળા ઉચ્ચ વર્ણના થતા તેમજ દુર્ગુણોને લઇને ઉચ્ચ વર્ણના હલકા વર્ણમાં આવી જતા. 'नाभागारिष्ट पुत्रौ द्वौ वैश्यौ ब्राह्मणतां गतौ–( हरिवंश. ) હરિવંશ,

બીજા મહામુનિઓના વંશો તેમણે કરેલા વર્ણાન્તર લગ્નોને લઇને શું વર્ણશંકર બની ગયા છે? અનુલોમ વિવાહોથી ઉત્પન્ન થએલ આવી સંતતિ, સવર્ણ વિવાહથી ઉત્પન્ન થએલ સંતતિ સાથે મળી જઇ, હાલની બ્રાહ્મણ જાતિમાં પરિણામ નથી પામી? આ સત્યબીના હજારો વર્ષ પૂર્વની છે. આ સમય દરમીઆન મિશ્રણ અને મીલન પુષ્કળ થયું છે કેમકે એ સ્વભાવિક છે. ત્યારે હાલમાં સવર્ણ વિવાહથી ઉત્પન્ન થએલ એક પણ બ્રાહ્મણ ભારત વર્ષના કોઇ પ્રદેશમાં જીવતો હશે કે? અથવા હોઇ શકે કે?

સવર્ણ અને અસવર્ણ (વર્ણાન્તર) લગ્નોથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણો શું પ્રાચીન સમયમાં અરસ્પરસમાં મળી નથી ગયા? મહર્ષિ જમદગ્નિ અને અગત્સ્ય એ બે મહાત્માઓ વિશાલ ગોત્રોના પ્રવર્તકો છે. વળી મૌદ્ગલ્ય, કૌશિક, કૌશુન્ય, પાત્સ્ય, સૌપાયન, અને સાવણ્ય

---

વિષ્ણુ અને વાયુ પુરાણમાં જણાવવામાં આવેલું છે કે ક્ષત્રિય વંશમાંથી સાત હજાર બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર વર્ણના પુત્ર ઉત્પન્ન થએલા છે. વિશ્વામિત્રનો ઇતિહાસ સર્વકોઇ જાણે છે. વિશ્વામિત્રની શાખા અને ગોત્રવાળા બ્રાહ્મણો હિન્દુસ્તાનના ઘણાં ભાગોમાં છે. બ્રાહ્મણવર્ણો અશ્વ અને ગર્દભની માફક જુદી જુદી જાતના હતા એ આ ઉપરથી બીલકુલ અસંભવિત લાગે છે. જો તેમ હોય તો તો બ્રાહ્મણ કદી શુદ્ર બની શકે નહિ અને શુદ્ર કદી બ્રાહ્મણ થઇ શકે નહિ.

'योऽनधीत्यद्विजा वेदमन्यत्र कुरुते श्रमम्। स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः॥' 'शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्''। (મનુ)

આઠ મૂલ ગોત્રો હું મારા દ્રષ્ટાન્તો તરીકે લઉં છું અને એજ નહિ પરન્તુ આઠ બ્રાહ્મણ વંશો અનુલોમ વિવાહના પ્રમાણ આપે છે. વળી આ સાથે સાથે આંગિરસ, કાશ્યપન, ભરદ્વાજ, વિશ્વામિત્ર, સૌકાલિન, પરાશર, કાત્યાયન, ધૃતકૌશિક, વશિષ્ટ, ગૌતમ, શકિત, અનાવૃકાક્ષ એ બાર ગોત્ર અનાયાસે ગૃહણ કરી શકાય તેમ છે. આ સિવાયના ગોત્રોમાં અનૂલોમ વિવાહ કોઇ દિવસ થયો નથી એમ કોઇ કહી શકે તેમ નથી. પરન્તુ એટલું તો કહી શકાય કે આ ગોત્રોમાં પણ બીજા ગોત્રો માફક અનૂલોમ વિવાહ થતો હોવો જોઇએ. હવે ધારો કે કોઇ એમ જણાવે કે આ ગોત્રોમાં કદી અનુલોમ વિવાહ થતો નહોતો, કબુલ. ત્યારે શું આ ગોત્રો ભાર્ગવા જામદગ્ન્ય, ચ્યવન વિગેરે સાથે વિવાહ સબંધ કે ભોજન સબંધ નથી રાખતા આવ્યા કે શું હાલમાં નથી રાખતા? હવે જો અનૂલોમ વિવાહ દૂષીત અને નીન્ધ્ય છે તો પછી આવા ગોત્રોથી

---

મહાભારતમાં આપવામાં આવેલા નહુષ અને યુધિષ્ટિર વચ્ચેના સંવાદપરથી જણાય છે કે ગુણવાન શુદ્રને બ્રાહ્મણ અને ગુણહીન બ્રાહ્મણને શુદ્ર કહેવાય છે. જેમ 'शुद्रे तु यद् भवेत् लक्ष्म द्विजे तच्च न विद्यते' સારા કામો એજ બ્રાહ્મણત્વ છે કેમકે 'यत्रैतत् लक्ष्यते सर्व वृतं स ब्राह्मणः स्मृतः। यत्रैतन्न भवेत् सर्प तां शुद्रमिति निर्द्दिशेत्, અહિંયા નીલકંઠ જણાવે છે કે: 'शुद्रोरपि शमादयंपेतो ब्राह्मण एव, ब्राह्मणानापि कामादयंपेतो शुद्र एव,

વળી યુધિષ્ટિર એ સ્પષ્ટ જણાવે છે કે બ્રાહ્મણત્વનો નિર્ણય જન્મ પર નથી. બ્રાહ્મણના કર્મો કરનાર સર્વ કોઇ બ્રાહ્મણો છે. નીલકંઠ ટીકામાં લખ્યું છે કે 'વેદમાં જણાવવામાં આવ્યું છે કે

કેટલું દૂર રહેવામાં આવ્યું છે ? અનૂલોમ વિવાહની સંતતિ જો વર્ણશંકર હોય તો, શું આવા વિવાહ કરનાર ગોત્રો કલંકિત બન્યા છે અને તેમના સંતાનોને અશુદ્ધ ગણી દૂર રાખવામ આવ્યા છે ? જો તેમ ન હોય તો અનૂલોમ વિવાહથી વરેલી દ્વીજ કન્યા બ્રાહ્મણ પતિની ધર્મપત્નિ નથી ? અને તેના સંતાનો શું પિતાના હકદાર કાયદેસર પુત્રો નથી ?

હિન્દુઓના શાસ્ત્રોમાં હિન્દુઓને માટે જન્મથી માંડીને મૃત્યુ પર્યન્તની સર્વ કાર્યાવલી આપવામાં આવેલ છે. શું પહેરવું અને શું ખાવું એ પણ આ શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે. વળી આજ શાસ્ત્રોમાં ત્રણ વર્ણોના દ્વીજો વચ્ચેના અનુલોમ વિવાહને નિંદવામાં આવેલ નથી. પરન્તુ આ વિવાહની વિધી આપવામાં આવેલ છે. વર્તમાનમાં કુલીનો કુલીનકુળ સાથે વિવાહ સબંધથી જોડાવાને પ્રયત્ન કરે છે. પરન્તુ જો કુલીનકુળ ન મળે તો પોતાથી

---

કેટલાક યજમાનો બોલે છે કે અમે બ્રાહ્મણો છેયે કે અબ્રાહ્મણો તેનો અમને ખબર નથી, અમે બ્રાહ્મણ હોઇયે કે અબ્રાહ્મણ ગમે તે હોઇયે અમે યજ્ઞ કરવાનું શરૂ કરીયે છીએ.

ફકત જન્મથી બ્રાહ્મણ હોવાનું અભિમાન રાખનારા બ્રાહ્મણોને માટે મુનિરાજ માર્કન્ડેય વ્યાસજીને મોઢે કહેવરાવે છે કે 'શુદ્રના વંશમાં જન્મ થવાથી શુદ્ર બની જવાતું નથી. શુદ્ર વંશમાં જન્મેલ ઇચ્છા કરે તો ઉચ્ચ વર્ણમાં આવી શકે છે. સદ્ગુણો પ્રાપ્ત કરતા ક્ષત્રિય અને વૈશ્ય બની શકાય છે અને ધીમે ધીમે બ્રાહ્મણ વર્ણને મેળવી શકાય છે.

ઉતરતા કુળ સાથે લગ્ન સબંધથી નથી જોડાતા તેમ નહિં. આવીજ રીતે પ્રાચીન સમયમાં સવર્ણ વિવાહ ઉચ્ચ મનાતા તોપણ જ્યેષ્ટકુલ અથવા તો બ્રાહ્મણ વર્ણ કનિષ્ટ કુલવાળા ક્ષત્રિય વૈશ્યની કન્યા લેતા. અને આ બીલકુલ શાસ્ત્રો વિરૂદ્ધનું કે નીન્દાપાત્ર ગણાતું નહિ. આ વિષે મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં ૧૨ માં અને ૧૩ માં શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે 'सवर्णाग्रे द्वीजातिनां प्रशस्ता दारकर्माणि कामतस्त: प्रवृत्तानांमिमा: स्वु: क्रमशो वरा: ॥ शूद्रैव भार्या शूद्रस्व साचस्वा विश : स्मृत: । ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वाचाग्रजन्मन: ॥ અર્થાત બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે પહેલવહેલાં પોતપોતાની જ્ઞાતિમાં લગ્ન કરવા એ પ્રશસ્ત છે. પરન્તુ વર્ણાન્તર લગ્ન કરવાની ઇચ્છા થાય તો વૈશ્યે વૈશ્ય અને શૂદ્ર વર્ણમાંથી, ક્ષત્રિયે વૈશ્ય અને શૂદ્ર તથા ક્ષત્રિય વર્ણમાંથી, અને બ્રાહ્મણો, શુદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ વર્ણમાંથી ખુશાથી કન્યા લેવી કુતર્ક કરનારા कामतः શબ્દને માટે ખાલી પટપટારી કરે છે. એ લોકો જણાવે છે કે મનુ ભગવાન આ શબ્દ વાપરી પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે વર્ણાન્તર લગ્ન એ કામને માટે

---

આમ હોવા છતાં પણ આજકાલ તો બ્રાહ્મણો સ્વાર્થને વશ થઇ આ સર્વ શાસ્ત્રાર્થને એક બાજુએ રાખી દઇ છાતી ઠોકી કહે છે કે ફક્ત જન્મથીજ બ્રાહ્મણ થઇ શકાય છે. જન્મેજ બ્રાહ્મણત્વની વહેંચણીનો દાવો રાખેલો છે. પરન્તુ પ્રાચીનકાલમાં આ પ્રમાણે નહોતું. એ સમયે જન્મ વધુ ઉચ્ચવર્ણ મેળવવાની પથથીયારૂપ હતો.

આ ગમેતેમ હો તોપણ એ તો સ્પષ્ટ જણાય છે કે એકજ

છે. એ ખરી રીતે વિવાહ નથી. આ મહાત્માએ પોતાના બાપ-દાદાઓની ઉત્પત્તિને બીલકુલ ધ્યાનમાં લીધા વગર પોતાને હાથે પોતાનાજ નાક કાપવાનો ધંધો કરે છે. આવા લગ્નો જો કામને સંતોષવાને માટેજ હોય તો પછી 'इमा स्युः क्रमशो वशा': ॥ એ વાક્યને કેવી રીતે ગોઠવશો? અને વળી હું એ પણ પુછું છું કે કામ કેવી રીતે સંતોષાય છે?

### હક્કદાર વારસ.

વળી કેટલાકો જણાવે છે કે આવા લગ્નો લગ્નો નથી. એ તો એક જાતનો 'બન્દોબસ્ત' છે અથવા તો આગત્સ્ય, મૌદ્‌ગલ્ય, શુનક, પાયનાદિ ગોત્રો યા તો ભારતના બ્રાહ્મણોનો મોટો ભાગ આવા 'બન્દોબસ્ત'માંથી ઉત્પન્ન થયો છે અને આમ કહેનારાઓનું પણ તેમજ સમજવું કે? હિન્દુઓના કોઇપણ ગ્રંથમાં 'બન્દોબસ્ત'ને માટે વૈશ્યા રાખવાનું વિધાન આપવામાં આવેલું છે? મનુ પોતાની સ્મૃતિના બીજા અધ્યાયના ૨૧૦ શ્લોકમાં શું જણાવે છે? તેઓ

---

જાતિ ગુણ કર્મોને લઇને ચાર વર્ણોમાં વહેંચાએલી હતી. હવે આ વર્ણો વચ્ચેના લગ્નોથી 'મિશ્રવર્ણ' યા તો mixed caste કઇ રીતે ઉત્પન્ન થાય એ મારા સમજવામાં આવતું નથી. mixed caste અને mixed Race એ બહું અદ્‌ભૂત શબ્દો છે. બ્રાહ્મણ ક્ષત્રીયવૈશ્ય શું દેશી અને વિલાયતી છે અથવા તો એક કોકેસસવાસી અને બીજી મોંગોલીયાવાસી પ્રજા છે? ખરેખરી રીતે લોકો 'વર્ણશંકર'નો અર્થ સમજતા નથી. અને આથીજ સઘળો ભ્રમ ઉત્પન્ન થાય છે

શ્રાં કહે છે કે શિષ્યોએ પોતાના ગુરૂની વર્ણાન્તર લગ્નવડે પરણાવામા આવેલ પત્નિની સમ્યક્ પૂજા કરવી. આ ઠેકાણે શું એમ સમજવું કે મનુભગવાન ગુરૂઓને રખાત રાખવાનો અને શિષ્યોને આ રખાતોને પૂજવાનો ઉપદેશ આપે છે? આ રીતે કામને સંતોષવા માટે વર્ણાન્તર લગ્ન છે એવું કહેવું એ બીલકુલ અસત્ય છે. ત્રણ વર્ણમાંના પરસ્પરના લગ્નોના સબંધમાં આ બીલકુલ લાગુ પડી શકે તેમ નથી. શુદ્રો સાથેના વિવાહના સબંધમાં આ બીના કદાચ કહી શકાય ખરી. એકદીજ એકદીજ કન્યાને વરે તો તે કામજ સંતોષવા ખાતર છે એમ કહેવું એ તદ્દન પાગલપણું છે. કેમકે તેથી તો સવર્ણ વીવાહથી પરણવામાં આવેલ પત્નીઓને પણ આ બીના કાંઇક લાગુ પડી જાય છે. મહાભારતમાં જણાવવામાં આવ્યું છે કે બ્રાહ્મણો બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શુદ્રમાંથી કન્યા લઇ શકે પરન્તુ રતિ ઇચ્છાને માટે તો તે શુદ્ર વર્ણમાંથી કન્યા મેળવી શકે. કેમકે આ વર્ણસાથેના તેના વિવાહ ધર્મ-લગ્ન નથી'. વળી બીજે સ્થળે કહેવામાં આવ્યું છે કે 'બ્રાહ્મણી, ક્ષત્રીયાણી અને વૈશ્ય કન્યાના ગર્ભથી આત્મજ પુત્ર ઉત્પન્ન થાય છે'. 'શુદ્ર કન્યાના ગર્ભથી આત્મજ પુત્ર થતો નથી કેમકે શુદ્રકન્યા સાથેના લગ્ન અમંત્રક છે *

---

*આમ હોવા છતાં વ્યાસ આદિ મહાત્માઓના આ રીતે જન્મ થયા છે. વાલ્મીક રામાયણમાં લખેલું છે કે અન્ધમુનિના પુત્રનો જન્મ વૈશ્યશુદ્રાસંભૂત હતો અને આ વૈશ્ય મુનિના શાપ વડે રામચન્દ્રજીને તેમનાં પિતાનો વિયોગ થયો હતો.

આ રીતે સ્મૃતિ આદિ ધર્મગ્રંથોમાં શુદ્રો સાથેના લગ્નોની નીન્દા યાતો મનાઇ છે પરન્તુ ક્ષત્રીય અને અથવા વૈશ્ય કન્યા ગ્રહણ કરવાની બાબતમાં કાંઇ છેજ નહિ. મનુસ્મૃતિના ૯ માં અધ્યાયમાં ક્ષત્રીય તેમજ વૈશ્ય કન્યા બ્રાહ્મણુની ધર્મપતિન થઇ શકે છે એ બીના સ્પષ્ટ જણાવવામાં આવી છે. વિષ્ણુ પુરાણમાં પણ આ વાત બહુજ સ્પષ્ટ છે. સવર્ણા ભાર્યા હોય અને પછી જો તેનો પતિ તેની અવજ્ઞા કરે તો તેનાથી અસવર્ણા ભાર્યા સાથે ધર્મકર્મ થઇ શકતુ નથી. સવર્ણા ભાર્યા એક કરતાં વધારે હોય તો સઉથી મોટી સવર્ણાભાર્યા સાથે ધર્મકર્મ થઇ શકે છે.

## અનુલોમના દ્રીજ સ્રી.

શાસ્ત્રો કહે છે કે સવર્ણાપતિન ન હોય, પાસે ન હોય, યા તો માંદગી ભોગવતી હોય તો અસવર્ણા વર્ણાન્તર લગ્નથી પરણવામાં આવેલ સ્રી સાથે ધર્મકર્મ કરવુ. હવે આ રીતે શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યુ છે ત્યારે પરવર્ણની કન્યા ધર્મપતિન ન થઇ શકે એમ કહેવુ એ બીલકુલ ગલત છે, જો ધર્મપતિન ન હોય તો તેની સાથે રહી ધર્મકર્મ થાયજ કેમ ?

### વર્ણાન્તર લગ્નથી જન્મેલા પુત્રનો વર્ણ.

વારસા વિષેના વિભાગમાં મહાભારતમાં જણાવવામાં આવ્યુ છે કે બ્રાહ્મણુની બ્રાહ્મણ, ક્ષત્રીય તેમજ વૈશ્ય પતિનને ગર્ભે ઉત્પન્ન થએલ પુત્ર બ્રાહ્મણ છે. તેમજ તેને વહેંચણી અનુસાર વારસો પણ મળે છે. ૧૦ માં અધ્યાયમાં મનુસ્મૃતિમાં જણાવવામાં આવ્યુ છે કે 'आनुलोम्येन सम्भूता : जात्या ज्ञेयास्तुणत्रते' બ્રાહ્મણુની અનુલોમ વિવાહથી પરણવામાં આવેલ દ્રીજ સ્રીને પેટ ઉત્પન્ન થએલ પુત્રો

બ્રાહ્મણો છે. વળી વિષ્ણુમાં જણાવવામા આવ્યું છે કે 'अनुलोमासु मातृवर्णा :' આ ઉક્તી વિરૂદ્ધ કોઇપણ શાસ્ત્રમાં કાંઇ લખવામાં આવ્યું નથી કેમકે અનુલોમ વિવાહ કાયદેસર હોવાથી માતા-પિતા અને પુત્ર એકજ વર્ણના બને છે-વર્ણની ભીન્નતા રહેતી નથી. અને આથી અહિંયા પુત્ર માતૃવર્ણનો યા તો પિતૃ· વર્ણનો થાય છે એમ કહેવું એ એકજ ભાવ જણાવવા જેવું છે. એટલે સરખુંજ છે.

## શાસ્ત્ર પ્રમાણો—

યાજ્ઞવલ્કય જણાવે છે કે 'तिस्रो वर्णानुपूर्व्येन' અર્થાત બ્રાહ્મણની ત્રણ વર્ણની પત્નિઓ હોઇ શકે છે. આ પહેલાના શ્લોકમાં 'तत्रात्मा जायते स्वयम्' કહી ત્રણીવર્ણની પત્નિથી ઉત્પન્ન થએલ પુત્રને વારસદાર પુત્ર તરીકે ગણી આ પત્નિને ધર્મપત્નિ તરીકે સ્વીકારવામાં આવી છે. વળી આ મહાત્મા એક વખત ફરી જણાવે છે કે 'सवर्णभ्य सवर्णासु जायन्ते वैसजायतः । अनिन्द्येषु विवाहेषु पुत्राः सन्तान वर्धनाः ॥ विप्रान्मूर्द्धावसिक्तोहि ઇત્યાદિ. અથવા તો સવર્ણપતિ અને સવર્ણપત્નિથી સવર્ણ પુત્ર ઉત્પન્ન થાય છે. અને અનીન્ધ્ય અનુલોમ વિવાહવડે વંશની વૃદ્ધિ કરનાર પિતાના વર્ણવાળા પુત્રો ઉપજે છે. આ સિવાય વધુમાં યાજ્ઞવલ્કય કહે છે કે—

'असत् सन्तु सु विज्ञेयाः
प्रतिलोमानुलोमजाः'

પ્રતિલોમ વિવાહથી ઉત્પન્ન થએલ પુત્રો અસત્ અથવા કાયદા વિરૂદ્ધના વર્ણમાં ન લેવા યોગ્ય અને અનુલોમ વિવાહથી ઉત્પન્ન

થએલ પુત્રો કાયદેસર હોવાથી આનન્ધ્ય અને પિતાની સંતતિ વધારનાર છે.

વ્યાસ કહે છે કે—

'उद्वहेत् क्षत्रीयां विप्रो वैश्यां च'

અથવા બ્રાહ્મણો ક્ષત્રીય અને વૈસ્ય વર્ણની કન્યાને ધર્મપતિન બનાવી શકે છે.

પારસ્કરાચાર્ય કહે છે કે:—બ્રાહ્મણો ત્રણ વર્ણની સ્ત્રી કરી શકે છે.

બૌધાયન બોલે છે કે—

'तासु पुत्राः सवर्णानण्तरासु सवर्णाः'

અથવા તો બ્રાહ્મણની સવર્ણા યાતો અસવર્ણ પત્નિની પેટ ઉત્પન્ન થએલ પુત્રો બધા બ્રાહ્મણવર્ણના છે.

વ્યાસજી ફરી એક વખત જણાવે છે કે—

उच्चायान्तु सवर्णायाम्
अन्याम् वा काममुद्वहेत् ।
तस्यांमुत्पादितः पुत्रः न
सवर्णात् प्रहीयते. ।

એટલે કે બ્રાહ્મણની વર્ણાન્તર લગ્નની પત્નિને પેટ ઉત્પન્ન થએલ પુત્ર બ્રાહ્મણજ છે. આ પુત્ર બ્રાહ્મણથી બીલકુલ હલકો નથી

'विप्रवत विप्रविन्नासु क्षत्रविन्नासु क्षात्रवत' ઇત્યાદિ જગ્યાઓએ વ્યાસ મહારાજ જણાવે છે કે ત્રણ વર્ણમાંથી પરણવામાં આવેલ

બ્રાહ્મણ ા સ્ત્રીને પેટે ઉત્પન્ન થએલ પુત્ર બ્રાહ્મણ જેવા કાર્ય કરી શકે છે.

મહાભારતમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે:—

'तिस्त्रोभार्या ब्राह्मणस्य
तास्वपत्यम् सम भवेत'

એટલે કે બ્રાહ્મણની ત્રણ વર્ણની સ્ત્રીની સંતતિ સમાન છે. વળી વધુ લખવામાં આવ્યું છે કે:—

त्रिषु वर्णेषु पत्नीषु ब्राहमणात् ब्राह्मणो भवेत्। અર્થાત બ્રાહ્મણની ત્રણ વર્ણની પત્નિને પેટે બ્રાહ્મણજ ઉત્પન્ન થાય છે.

ભીષ્મ મહાભારતમાં જણાવે છે કે—

ब्राहमण्यात ब्राहमणाज्जातो ब्राहमणः स्वात् असंशयम्।
क्षत्रियायात च यः पुत्रो ब्राहमण स्यात् असंशयम्॥
तथैव ब्राहमणश्च स्यात् वैश्यायामपि ब्राहमणात्॥'

અહિયા સ્પષ્ટ શબ્દોમાં ત્રણ પ્રકારની બ્રાહ્મણની ઉત્પત્તિ જણાવી છે.

ખોટી ટીકા કરનારા અને શાસ્ત્રો બચાવવાને માટે ભારે ધમાલ કરનારાઓ! આવો અને સર્વ આર્યશાસ્ત્ર જુઓ! વેદ, સ્મૃતિ, પુરાણ, બધા જુઓ અને પછી સ્પષ્ટ જણાવો કે વર્ણાંતર લગ્નનો કયા શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવ્યો છે.

## પ્રાચીનકાલના વર્ણ વિભાગ.

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગના પ્રારંભમાં આ અસવર્ણ એટલે કે વર્ણાન્તર લગ્નો પુષ્કળ થયાં છે. અને આથી કાળના

વહેવા સાથે બ્રાહ્મણ જાતિ વર્ણાન્તર લગ્નો વડે પરિપુષ્ટ થઇ છે અને વૃદ્ધિને પામી છે એ સ્પષ્ટ જણાઇ આવે છે. વિવાહ પહેલાં કન્યા પતિના વર્ણવાળી ન હોય તોપણ જ્યારે તેનો વિવાહ થાય ત્યારે તે પતિના વર્ણવાળી બને અને તેને પેટે થએલા પુત્રો સવર્ણ બને આ સઘળું સ્પષ્ટ જણાવાયું છે. ગુણ અને કર્મ થીજ વર્ણો ઉત્પન્ન થયા છે અને એ વર્ણોનો નિર્ણય પણ તેમનાંપરજ રહેલો છે. પુત્ર સ્વાભાવિક રીતેજ પિતાના ધંધાને અનુસરે, પિતા પાસેથી શીક્ષણ મેળવી તેના જેવીજ પ્રકૃતિધારક બને અને આટલાજ માટે પૂત્ર પિતૃવર્ણનો થાય એવું શાસ્ત્રમાં જણાવાએલું દ્રષ્ટિગોચર થાય છે. હાલના જમાનામાં વર્ણ તો જન્મથી લેખાય છે એટલે કે કઇ વ્યક્તિ કયા વર્ણની છે તેનો નિર્ણય જન્મજ કરે છે પરન્તુ પ્રાચીન સમયમાં તેમ નહોતું—એ સમયે તો જન્મથી વર્ણલાભની યોગ્યતા મળતી.

## વર્ણ વિભાગનું મુળ કારણ.

ભૂતકાળમાં વર્ણભેદ હતો નહિ. આ કાંઇ મારી કપોલકલ્પિત કલ્પના છે તેમ નહિ. 'एकवर्णमिदं सर्वं विश्वमासीत् युधिष्ठिर' 'न विशेषोहन्ति वर्णानां सर्वं ब्राहममिदं जगत्। गुणकर्मविभागेन पश्चात भेदमुपागतम् ॥' 'ब्राहमणा पूर्वं सृष्टेः हि कर्मभिर्वर्णतामुगतम्' (મહાભારત, શાન્તિપર્વ) આવા આવા વાકયો જણાવવામાં આવ્યા છે. વળી શ્રી ભગવતગીતામાં શ્રી કૃષ્ણપરમાત્મા શ્રી મુખજ કહે છે કે

चातुर्वर्ण्यम् मया सृष्टं गुणकर्मविभागशः।

પરન્તુ આ વાકયનો અર્થ કરતાં કરતાં કેટલાક જણાવે છે કે સારા કર્મોવાળા અને વધારે સત્વગુણવાળા માણસો ઉચ્ચ જાતિમાં

જન્મે છે અને આનાજ સબંધમાં કૃષ્ણ ભગવાને ઉપલું વાક્ય કહેલું છે. પણ મારે અહિંયા જણાવવું જોઇએ કે આવી જાતની ટીકા કરનારા અહિંયા બીલકુલ વીસરી જાય છે કે 'વર્ણ' શબ્દનો અર્થ જાતિ નથી. 'જાતિ' શબ્દનો અર્થ જન્મ છે. જાતિ કુલ અથવા વંશનો પરિચય આપે છે. અને વર્ણ કર્મ અથવા વૃતિની ઓળખાણ કરાવે છે. દિવસો અને વરસો પસાર થવા લાગ્યાં અને એ સાથે સાથે કર્મ અને ગુણો પરજ રચાએલ વર્ણ–ગૌરવ અદસ્ય થતું ગયું અને આ સાથે ભારતવર્ષવાસીઓની દુર્દશા થવા લાગી અને પતનનો પ્રારંભ શરૂ થઇ ચુકયો. હાલમાં વર્ણના સબંધમાં સારા અથવા નરસા કર્મોનો ભય રાખવામાં આવતો નથી. મહાભારતમાં જણાવવામાં આવ્યું છે કે.

शुद्र योनौ हि जातस्य सत् गुणास्
पतिष्ठतः। वैश्यत्वं लभते ब्रहमन्
क्षत्रियत्वं तथैव च। आर्जवं
वर्तमानस्य ब्राहमण्यमभिजायते.।

(વનપર્વ ૨૧૧ મો અધ્યાય) આનો અર્થ એ છે કે શુદ્ર વંશમાં જન્મ થયા છતાં પણ જો સદ્‌ગુણવાળા થવાય તો એ સદ્‌ગુણવાળા શુદ્રને પછી શુદ્ર કહી શકાય નહિ. તે શુદ્રમાં જો વૈશ્યને લાયકના સદ્‌ગુણ હોય તો વૈશ્ય, ક્ષત્રિયને લાયકના સદ્‌ગુણ હોય તો ક્ષત્રિય અને બ્રાહ્મણને લાયકના સરલપણું વિગેરે સદ્‌ગુણો હોય તો બ્રાહ્મણ કહીને સન્માન અપાય છે. આ શબ્દો પરથી એ સ્પષ્ટ જણાય છે કે પ્રાચીન સમયમાં ગુણકર્મ અનુસાર વર્ણો હતા. અને મહાન મહિર્ષીઓ આ બાબત સ્પષ્ટ રીતે લોકોની સમજમાં આણવા

માટે વારંવાર તેની સમજણ ઘણાજ ચોખ્ખા શબ્દોમાં આપત હતા અને એજ માટે પોતાથી બનતા પ્રયત્નો કરતા હતા.

## વર્ણ પરિચય.

गुणकृत एव वर्णविभाग न जातिकृत इति भावः।

ઉપલા વાકયોની ટીકામાં નીલકંઠ જણાવે છે કે—

ખરેખરી રીતે વર્ણને વૃતિગત કહેવાથી યાતો માનવાથી ચાર વર્ણના સનાતનત્વ અને નિત્યત્વનું ભાન થાય છે, જો વર્ણને જાતિગત માનવામાં આવે તો ચાર વર્ણવાળી સમાજ થોડા વખત માટેની બની જાય. તે અમર રહી શકે નહિ. વળી પ્રાચીન સમયમાં કોઇપણ વંશમાં વર્ણાન્તર લગ્ન નથી થયા તેમ નહિ. લગભગ બધા વંશોમાં વર્ણાન્તર લગ્નો થયા છે એટલે વર્ણ જાતિગત છે એ વાત બીલકુલ પાયા વગરની છે. જાતિ વર્ણત્વની ભારતમાં કયા પ્રકારની વ્યવસ્થા છે તે ભારતસમ્રાટ ધર્મપુત્ર યુધિષ્ઠિર નહુષ મહર્ષિ સાથેના સંવાદમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—

शुद्रे तु यद्भवे लक्ष्म द्विजेतच न विद्यते।
न वै शुद्रो भवेच्छूद्रो ब्राहमणो न च ब्राहमणः ॥
यद्रेतल्लक्ष्यते सर्प वृत्त स ब्राहमणः स्मृतः।
यचैतन्न भवेत् सर्पं तं शुद्रमिति निर्दिशेत् ॥

સદ્દવૃત અથવા સદ્દગુણ જો શુદ્રમાં હોય તો અને જો આ બ્રાહ્મણમાં ન હોય તો આ સદ્દગુણવાળો શુદ્ર, શુદ્ર નથી. અને આ ગુણહીન બ્રાહ્મણ કદી બ્રાહ્મણ નથી. જેનામાં સદ્દગુણ છે તે બ્રાહ્મણ છે અને બ્રાહ્મણકુલમાં જન્મેલામાં પણ જો અસદ્દગુણો

હોય તો તે શુદ્ર છે. આ માટે મનુભગવાન જણાવે છે કે:—જે વેદની નીન્દા કરે છે તે બ્રાહ્મણકુલમાં જન્મ્યો હોય છતાં બ્રાહ્મણ નથી. તે શુદ્ર છે. 'से शुद्र तू बहिष्कार्यो नास्तिकः वेदनिंदकः। ગુણ વગરના બ્રાહ્મણને શુદ્રની માફક સર્વ પ્રકારે ત્યાગી તેની શુદ્રમાં ગણના કરવી. બ્રાહ્મણોએ તેની સાથે કોઇપણ પ્રકારનો સમ્બંધ રાખવો નહિ કારણકે એ શુદ્ર કરતાં પણ વધારે હલકા પ્રકારનો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય દ્વીજને કરવાની ક્રિયાઓ સંધ્યા આદિનો ત્યાગ કરે તો તેઓ દ્વીજ મટી જાય છે. તેમને દ્વીજ કહેવા નહિ. સત્ય, અક્રોધ, અહિંસા અને બીજા ગુણો વંશમાં પરંપરા ઉતરવા જોઇયે એ વાત અહિંયા ઠીક છે પરન્તુ એ વિષે હું અહિંયા કાંઇ જણાવીશ નહિ. એટલું તો શંકા વગરનું છે કે કોઇપણ ખાસ જાતિને આ સર્વ ગુણોનો ઇજારો મળ્યો નથી. આ ગુણો બધા જાતિમાં હોઇ તો શકેજ.

આ વિષયમાં કદી કોઇને શંકા જાય તો તેના સમાધાન માટે એક શાસ્ત્રમાં જણાવવામાં આવ્યું છે કે—

'शुर्द्रेद्रपि च सत्यञ्च दानमक्रोध च। आनृशंस्यमहिंसा च घृना चैव युधिष्ठिर'।

વળી—

'यत्रेदानीं महा सर्प संस्कृतं वृत्तमिष्यते।
तं ब्राह्मणमहं पूर्वं मूकतवान् भृजगोतम-॥'

(મહાભારત, વન પર્વ)

નીલકંઠ અહિંયા જણાવે છે કે:—જે વ્યકિત જે વર્ણના સંસ્કાર ગ્રહણ કરે છે તે વ્યકિત તે વર્ણના બને છે. વૈદિક ધર્મમાં

આસ્થા, તે ધર્મનું પાલન અને વૈદિક સંસ્કાર આ દ્વીજપણું છે. વૈદિક સંસ્કાર ન હોય તો દ્વીજપણું હોઇ શકતું નથી.

આશા છે કે હવે લગભગ બધાના સમજવામાં આવ્યું હશે કે બ્રાહ્મણ-ક્ષત્રિય આદિજાતિઓ આર્યજાતિના પેટા વિભાગજ છે એ સંપૂર્ણ ભીન્ન વસ્તુ નથી. આથીજ તેમના ગોત્ર-પ્રવર એકજ મુનિ-રૂષિના જણાય છે. વળી આટલાજ માટે કયારેક કયારેક બ્રાહ્મણ અને શૂદ્રના ગોત્ર અને પ્રવર સરખાંજ હોય છે.

## વિવાહ-વિધિ.

કર્મ અને વૃત્તિ અનુસાર પાડવામાં આવેલા આર્યજાતિના ત્રણ વિભાગો સમય જતાં જન્મ સીદ્ધ થઇ પડયા. એટલે કે આ વિભાગો જન્મથીજ છે એમ ગણાવા લાગ્યું. વળી એક-બીજાની પરસ્પરની મોટાઇ અને પૂજયત્વપણું પણ જન્મથીજ બક્ષાયું છે એવો ભ્રમ દ્રઢતર થતો ગયો અને આ સર્વની સાથે સાથે આર્યસમાજના જીવનમાં સડો પેસવા લાગ્યો સમાજની જીવનશકિત મંદ થવા લાગી છે એ જોઇ અને ધર્મને બચાવવાના વિચારથી મહર્ષિઓએ મનુ વિગેરેના અભિપ્રાયો, તેમની આજ્ઞાઓ વિગેરેને મહાભારતની કથામાં ગુંથી આર્યસમાજને બચાવવાને પ્રયત્નો કરવા માંડયા. હવે આર્યસમાજમાંની વિવાહ પ્રથા કેવી રીતે ચાલુ થઇ તે મહાભારતમાં બહુ ઉત્તમરીતે જણાવ્યું છે. અને તે આ પ્રમાણે છે.

### પ્રતિલોમ વિવાહ નિશીધ્ધ શા માટે?

વંશમાં પરંપરાએ ઉતરેલા ગુણો પરસ્પરમાં વધુ લાભદાયક થઇ પડે એવી ભાવનાથી સવર્ણ વિવાહ વધારે ઉત્તમ ગણવામાં

આવ્યા છે. વળી બ્રાહ્મણ વર્ણની કન્યાઓને નીચેના ત્રણ વર્ણોના પુરૂષો પરણે તો પછી બ્રાહ્મણોને બ્રાહ્મણ કન્યાઓ મળે નહિ અને તેઓ સવર્ણ વિવાહ કરી શકે નહિ. અથવા તો ઉત્તમ સમાજમાં ઉત્તમ ફળ યા તો ઇચ્છીત ફળ ઉત્પન્ન થાય નહિ અને આજથી પ્રતીલોમ વિવાહ નીશીદ્ધ ગણવામાં આવ્યો છે. અને આ નીષીદ્ધ કામ કરનારને ભારે દંડો કરવામાં આવવા લાગ્યા. પ્રતિલોમ વિવાહ નિષીદ્ધ કરાવવાથી સારા અથવા નરસા સ્થળે પરણવાનો પ્રશ્ન અદ્દશ્ય થયો. અથવા તો અનુલોમ વિવાહ નિષીદ્ધ ન હોવાથી કુક્ષેત્રમાં સુબીજ ધારણ કરી અભિલાપિત ફળ મેળવી સમાજની સારી રીતે વૃદ્ધિ થવા લાગી. પ્રાચીન કાલના મુનિઓની આ સુક્ષ્મ દ્દષ્ટિ ધ્યાનમાં લેતાં ખરેખર આપણને આશ્ચર્ય સાથે તેમના તરફ પ્રેમ અને ભકિત ઉત્પન્ન થાય છે.

## દ્વિજો શુદ્રે સાથે વિવાહ કરી શકે?

દ્વિજો શુદ્રો સાથે વિવાહ ન કરી શકે એ બીનાનો નિશ્ચય પણ ઘણીજ ગાઢભાવના અને ઘણાંજ ઉંડાં સત્યપર રચયેલો છે. ખરાબક્ષેત્રમાં વાવેલા બીજો સારાં ફળ આપતા નથી. અને આથી બીજનું જોઇયે તેવું ફળ થતું નથી તેમજ એ બીજના પરિણામ પણ સારાં આવતા નથી. એજ રીતે દ્વિજોના શુદ્રો સાથેના લગ્નોનું છે. દેખીતીજ રીતે ખરાબ ક્ષેત્રમાં બીજ વાવવાનું નીષીદ્ધ ઠરાવી શાસ્ત્રકારોએ બીજ અને એ વાવનાર બન્નેને બચાવ્યા છે. અને આજ માટે દ્વીજના શુદ્રે સાથેના વિવાહ શાસ્ત્રોમાં સાધારણ રીતે નીન્દીત ગણવામાં આવ્યા છે.

કયારેક કયારેક દ્વીજ વર્ણના પુરૂષ શુદ્ર વર્ણની સ્રીને પરણી બીજના પ્રભાવ વડે અને યત્ન સહકારથી કુક્ષેત્રને સુક્ષેત્ર બનાવવા માટે ભાગ્યશાળી થતા પરન્તુ મોટે ભાગે આવા લગ્નોના સારા પરિણામો આવતા નહિ અને આથી સમાજ તેમજ વ્યકિતની પડતી થતી. અને આથી આવા લગ્નો નીષાદ્ધ ઠર્યા. વળી આ નીષીદ્ધીનું એક બીજું કારણ પણ છે અને તે એ છે કે પ્રતિલોમ વિવાહ નીષીધ્ધ હોવાથી શુદ્ર પોતાનીજ જાતિમાં લગ્ન કરી શકે. હવે જો બ્રાહ્મણ, શત્રિય અને વૈશ્યને શુદ્ર કન્યા પરણવામાં વાંધો ન હોય તો પછી શુદ્ર પુરૂષને પોતાની જ્ઞાતિમાંથી એટલે કે પોતાના વર્ણમાંથી કન્યા મળી શકે નહિં અને આથી ભાર વિચીત્ર સ્થીતિ ઉભી થાય તથા શુદ્ર જાતિ મુશ્કેલીમાં આવી પડે. શુદ્રોને આવી જાતના સંકટમાંથી બચાવવા માટેજ મહર્ષિઓએ દ્વીજોને શુદ્રોની કન્યાઓ લેવાની મનાઇ કરેલ છે. પરન્તુ જે સર્વ ક્ષેત્રો સ્વભાવતઃ નિર્દોષ છે પણ ઉત્તમ કર્મના અભાવને લઇને સહેજ હીણ છે તેનો સ્વીકાર કરી તેમાં સારાં બીજ વાવવામાં પ્રાચીન સમયના માણસો કદી પાછું વાળીને જોતા નહિઃ બ્રાહ્મણો ક્ષત્રિય તેમજ વૈશ્યની કન્યાઓ પરણતા, ક્ષત્રિયો વૈશ્યબાળાઓ ગ્રહણ કરતાં. અને આ સર્વ લગ્નો ઉપલી ભાવના અનુસારજ થતા* (વ્યાસ-૧-૧૦. યાજ્ઞવલ્ય વિગેરે વિગેરે.)

---

* ગાન્ધારી જયારે ગર્ભાવસ્થામાં હતા ત્યારે મહારાજા ધૃતરાષ્ટ્ર એક વૈશ્યબાળાને પરણ્યા હતા. અને આ વૈશ્યકન્યાને પેટે મહાવીર યુયુત્સુનો જન્મ થયો હતો ક્ષત્રિય અને વૈશ્યથી ઉત્પન્ન થએલા હોવાથી યુયુત્સુ ક્ષત્રિય હતા.

હવે જોકે બ્રાહ્મણો અને ક્ષત્રિયો વૈશ્ય કન્યાઓને પરણતા તો હતા તોપણ વૈશ્યોને વૈશ્ય કન્યાઓનો કે બીજી કન્યાઓનો તુટો આવતો નહી કેમકે શુદ્રો સાથેના લગ્ન સબંધની મનાઇ આ વૈશ્યોની બાબતમાં શીથીલ હતી. બહુજ મુશ્કેલીના સબંધમાં લખતાં મનુભગવાન જણાવે છે કે—ગમે તેવી મુશ્કેલી ઉભી થાય તોપણ બ્રાહ્મણ અને ક્ષત્રિયે કદીપણ શુદ્ર કન્યાને પરણવું નહિ. (મનુ. ૩/૧૪) અહિંયા મનુભગવાન વૈશ્યના સબંધમાં કાંઈ લખતા નથી. એટલે આપન્તિકાલમાં વૈશ્યોને શુદ્રોની કન્યાઓ લેવાની છુટ હતી એમ આપણે ધારી શકીએ. અને આ ધારણામાં કાંઇ અન્યાય પણ નથી લાગતો. રામાયણમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે અન્ધમુનિ વૈશ્ય હતા. અને તેમણે શદ્ર કન્યાને પરણી તેના વડે બ્રાહ્મણવિત્ ઘણાજ તેજસ્વી પુત્રને ઉત્પન્ન કર્યો હતો.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણ એકજ જાતિના ત્રણ પેટા વિભાગ હતા. એ હું બતાવી ગયો છું. એ ત્રણે વર્ણો દ્વીજત્વમાં અભિન્ન હતા. એક દ્વીજજાતિનો શ્રેષ્ઠ વર્ણ હતો, બીજો મધ્યમ અને ત્રીજો કનીષ્ઠ હતો. અને આ સર્વ જેમ ત્રણ કુલ હોયં તેમજ હતું. ક્ષત્રિય તેમજ વૈશ્ય કન્યા બ્રાહ્મણ પતિને મેળવી શકતી, વળી વૈશ્ય કન્યા ક્ષત્રિય–પતિ પામી શકતી. અને આમ થાય તેમાં કોઇ, કોઇપણ પ્રકારની હાનિ ગણતું નહિ. ઉલટું આ સર્વ વ્યક્તિ અને સમાજને લાભ કરતું ગણાતું. પતિપત્નીનો અધીકાર સરખોજ છે એમ વેદ જણાવે છે એટલે આવા લગ્નોથી જોડાએલ દંપતિઓના જીવનો દુઃખી બનતા નહિ.

બ્રાહ્મણ આદિ ત્રણ વર્ણોમાં અનુલોમ લગ્નો થતાં એ બાન

કાવ્યો અને સાહીત્યની બીજી કૃતિઓમાં પણ જણાય જાય છે. **ભવભૂતિના** કાવ્યમાં **રૂષ્યશૃંગ–શાન્તા** અને **અગત્સ્ય–લોપામુદ્રાના** દ્રષ્ટાન્તો છે. વળી મહાનકવિ **કાલિદાસ 'કુમારસંભવ'**માં ભવ અને ભવાનીના વિવાહને વર્ણાન્તર લગ્ન કહે છે. મલ્લિનાથ પણ આજ અનુસારની ટીકા કરે છે. જો અનુલોમ વિવાહ નિષીદ્ધ અને નિન્દ્ય હોય તો કવિ કદીપણ આવી રીતનું વર્ણન કરેજ નહિ. અને ટીકાકાર મલ્લિનાથ પણ કવિને સહેલાઇથી છોડી દે નહિ.

## વર્ણાન્તર લગ્ન અને પાણી ગ્રહણ.

કેટલાક ટીકાકારો કહે છે કે વર્ણાન્તર લગ્નોમાં વર કન્યાનો હાથ પોતાના હાથમાં લેતો નથી પરંતુ ક્ષત્રિય કન્યાના હાથમાંના બાણ અને વૈશ્ય કન્યાના હાથમાંની લાકડીના બીજા છેડાને પોતાના હાથમાં ધારણ કરે છે. હવે કદાચ આમ હોય અને આપણે આ વિચિત્ર વાત માન્ય રાખીએ તોપણ અનુલોમ વિવાહ અસિદ્ધ થતો નથી. કારણ દ્વીજોનાં વિવાહ, હોમ, મંત્રપાઠ, અગ્નિની શાક્ષી અને સપ્તપદી ગમનરાજ સિદ્ધ થયાં કહેવાય છે. હવે આ વિધિ સવર્ણ વિવહ અને અનુલોમ વિવાહ યા તો અસવર્ણ વિવાહમ પણ છે. પાણીગ્રહણની ક્રીયા સવર્ણ વિવાહનું એક વિશેષત્વ છે. તેના વગર સવર્ણ વિવાહ પૂરેપૂરા સિદ્ધ થતા નથી એમ કહી શકાય, પરંતુ તેના વગર અસવર્ણ વિવાહ અસિદ્ધ બને છે એવું કહેવું એ બીલકુલ ગલત છે. ગયા કેટલાક સેંકડો અને હજારો વર્ષથી ભારત વર્ષમાં આપણે ફકત સવર્ણ વિવાહો જોઇએ છીએ અને એ સવર્ણ વિવાહની મૂળ ક્રીયા પાણીગ્રહણને નજરો નજર નિહાળીએ છીએ ને આથી વિવાહ તથા પાણીગ્રહણ કાલના વહેવા સાથે એક

અર્થભાવી થઇ પડ્યા છે. આમ હોવા છતાં પાણીગ્રહણની ક્રિયા એજ વિવાહ છે એમ કહી શકાય નહિ. અને પ્રાચીન સમયમાં વર્ણાન્તર લગ્નો પ્રસંગે પાણીગ્રહણની ક્રિયાઓ થતી નહોતી એ માટે એ લગ્નો, લગ્નો નથી, એમ કહેવું એ બીલકુલ મૂર્ખાઇ છે. શાસ્ત્રોના પ્રમાણ અને શાસ્ત્રોમાંના દ્રષ્ટાંતો આપી એ સ્પષ્ટ કરી નાંખવામાં આવ્યું છે છે કે બ્રાહ્મણોનાં સવર્ણને અસવર્ણ લગ્નોથી ઉત્પન્ન થયેલાં પુત્રો બ્રાહ્મણ વર્ણનાજ કહેવાતા, અસવર્ણ વિવાહથી ઉત્પન્ન થયેલા પુત્રો કાયદેસર વારસદાર બનતા એ સર્વ પ્રમાણો આપી સિધ્ધ કરી બતાવવામાં આવ્યું છે. છતાં પણ કેટલાક વિચિત્ર મહાત્માઓ કહે છે કે આવા પુત્રો બે વર્ણના મિશ્રણથી ઉત્પન્ન થયેલા હોવાથી તેઓ વર્ણ શંકર છે. આના જવાબમાં હુ જણાવીશ કે બે વર્ણથી ઉત્પન્ન થયેલજ વર્ણશંકર કહેવાય યાતો બે વર્ણથી ઉત્પન્ન થયેલા સર્વ વર્ણશંકર બને એવી વ્યાખ્યા શાસ્ત્રોમાં નથી.

## વર્ણશંકર કોણ?

સ્મૃતિઓ અને શાસ્ત્રોમાં "વર્ણ" શંકર શબ્દ વર્ણ મિશ્રણના અર્થમાં વપરાયેલો નથી એ શબ્દનો અર્થ વર્ણમાંથી દૂર કરવામાં આવેલ છે. વર્ણ શંકરના છેડેનાં શબ્દ શંકરનો અર્થ સન્માર્જની દ્વારા અપ્સારિત ધુલી (સાવરણીવડે દૂર કરાયેલ ધુળ) છે અને આજ અર્થમાં શંકર શબ્દ સ્મૃતિ શાસ્ત્રમાં વપરાએલ છે.

દ્વીજના દ્વીજની સાથે અનુલોમ વિવાહ થાય અને તેનાથી જે સંતાન ઉત્પન્ન થાય તે ઉત્કૃષ્ટ નથી કેમકે અનુલોમ વિવાહનો

શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવ્યો નથી આથી અનુલોમ વિવાહ વર્ણ શંકર બાળકો ઉત્પન્ન કરતા નથી પ્રતિલોમ વિવાહનો શાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે એટલે એ લગ્નથી ઉત્પન્ન થતી સંતતિ વર્ણશંકર થાય છે.

આવિષે નારદજી કહે છે કે "आनुलोम्येन वर्णानां यज्जन्म सविधि स्मृतः प्रतिलोम्येन यो जातः स० सैव वर्णशकरः '

દક્ષ કહે છે કે—' त्रयानां आनुलोम्य हि प्रतिलोम्य न विद्यते। અથવા તો અનુલોમ વિવાહથી ઉત્પન્ન થએલ સંતતિ નીન્દીત નથી. પરન્તુ પ્રતિલોમ લગ્નથી થએલી સંતતિ વર્ણશંકર છે. હવે જો વર્ણમિશ્રણથીજ વર્ણશંકર જન્મતા હોય તો તો અનુલોમ વિવાહથી ઉત્પન્ન થએલ બાળકો વર્ણશંકરજ હોવા જોઇએ. કારણ કે વર્ણનું મિશ્રણ તો બન્ને લગ્નોમાં સરખુંજ છે. શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે કે જો સ્ત્રીને વ્યભિચારથી સંતતિ ઉત્પન્ન થાય તો તે સંતતિ વર્ણશંકર બને છે અથવા નીષીધ્ધ વિવાહથી ઉત્પન્ન થએલ બાળકો વર્ણશંકર છે આટલુંજ નહિ પણ શ્રી કૃષ્ણભગવાન ગીતાજીમાં જણાવે છે કે જે સ્ત્રીઓ અધર્મને લઇને દુષ્ટ બની વ્યભિચારથી અથવા પ્રતિલોમ ક્રમ વડે યા તો નીષીદ્ધ કર્મો વડે જે સંતતિ મેળવે છે એ સંતતિ વર્ણશંકર બને છે, અથવા તો છે. આજ ગીતાજીમાં એક બીજે સ્થળે જણાવવામાં આવ્યું છે કે 'જો હું કર્મનો ત્યાગ કરૂં તો મારૂં જોઇ બીજાઓ પણ કર્મનો ત્યાગ કરે અને આખરે લોકો શાસ્ત્રોકત કર્મોનો ત્યાગ કરી વર્ણશંકર બની જાય, જો વર્ણમિશ્રણથીજ વર્ણશંકર સંતાન ઉત્પન્ન થતાં હોય તો પછી સવર્ણ વ્યભિચારથી અથવા શાસ્ત્રોકત

મોંના ત્યાગથી વર્ણશંકર કેવી રીતે બની જવાય ? મનુભગવાન પણ આમજ કહે છે કે (૧) વ્યભિચાર (૨) વિવાહ કરવાની મનાઇ કરવામાં આવેલી છે એવી સ્ત્રી સાથે વિવાહ અને પોતાના કર્મોના ત્યાગ, આમ આ ત્રણ કારણો વડે વર્ણશંકર અથવા વર્ણમાં હલકી જાતના માણસો ઉત્પન્ન થાય છે. યા તો બને છે મને આશા છે કે હવે બ્રાહ્મણ-જાતિ વર્ણશંકરના ખરા અર્થને જાણી શકશે.

## વર્ણશંકરનો અર્થ ?

વર્ણશંકરનો અર્થ મિશ્રવર્ણ અથવા તો (mixed caste) નથી. કેમકે ચાર વર્ણમાંના અનુલોમ અથવા તો પ્રતિલોમ લગ્નોથી mixed caste અથવા તો મિશ્રવર્ણ ઉત્પન્ન થાય છે એમ કહી નહિ. અનુલોમ લગ્નોથી ઉત્પન્ન થતી સંતતિ વર્ણશંકર પરન્તુ પ્રતિલોમ લગ્નથી ઉત્પન્ન થતા બાળકો વર્ણશંકર એ વાત સીદ્ધ કરી બતાવવામાં આવી છે. mixed caste વવા મિશ્રવર્ણ શબ્દનો ઉપયોગ બન્ને રીતે થાય પરન્તુ વર્ણ-કરનો અર્થ મિશ્રવર્ણ નથી. સ્વકર્મોનો ત્યાગ કરવાથી વર્ણશંકર વાય છે પરન્તુ મિશ્રવર્ણ થવાતું નથી.

## ઉપસંહાર.

મેં પુષ્કળ દાખલા દલીલો અને શાસ્ત્રોના પુરાવા આપી નિઃશંશય રીતે સીધ્ધ કરી આપ્યું છે કે—

(૧) સમગ્ર બ્રાહ્મણજાતિ અસવર્ણ એટલે કે વર્ણાન્તર લગ્નો વડે ઉત્પન્ન થએલ છે. આ લગ્નો અનુલોમ વિવાહ ક્રમના છે.

(૨) સવર્ણ વિવાહથી ઉત્પન્ન થએલ સવર્ણ-બ્રાહ્મણજાતિ વર્તમાનમાં પૃથ્વીના કોઇપણ ભાગ પર નથી.

(૩) વર્ણાન્તર લગ્નોથી ઉત્પન્ન થએલ આ લોકો પોતાની ઉત્પત્તિને ભૂલીજઇ પોતાને સવર્ણ વિવાહની સંતતિ ગણી અસવર્ણ વિવાહની વિરૂધ્ધ થાય છે.

(૪) સવર્ણ અને અસવર્ણ લગ્નોથી ઉત્પન્ન થયેલ ત્રણ પ્રકારની બ્રાહ્મણ જાતિ (બ્રાહ્મણ, મૂર્ધાવસિક્ત-બ્રાહ્મણ અને વૈશ્ય બ્રાહ્મણ) ઘણા જુના સમયથી પરસ્પરમાં વ્યવહાર રાખતી આવી છે અને એથી આજે હાલની બ્રાહ્મણ જાતિ બની છે.

(૫) સ્મૃતિ અને શાસ્ત્ર વર્ણમિશ્રણને વર્ણસંકરપણાને ઉત્પન્ન કરનારૂં મુળ જણાવતા નથી.

(૬) દ્વીજની અનુલોમ લગ્ન વડે પરણાયેલી દ્વીજ ભાર્યાને પેટ પિતાના વારસદાર પુત્રનો જન્મ થાય છે.

(૭) આવા અનુલોમ વિવાહથી પરણાએલ પત્ની વિવાહ-મ વડે પાવન થઇ પતિના વર્ણની અને પતિના ગોત્રની બને છે સ પતિની સહધર્મચારીણી અથવા ધર્મ પત્નિની પદવીને મેળવે ; તથા હકદાર વારસને જન્મ આપી શકે છે.

(૮) પતિ, પત્ની અને પુત્ર એકજ ગોત્ર અને એકજ વર્ણન હોવાથી, અનુલોમ વિવાહની સંતતિને શાસ્ત્રાનુસારે વિશુદ્ધ સવર્ણ બ્રાહ્મણ કહી શકાય છે.

(૯) દ્વીજોના શુદ્રો સાથેના વિવાહ નીષીદ્ધ છે. વળી પ્રતિલો વિવાહનું પણ તેમજ છે.

(૧૦) ભારતવર્ષની વર્તમાન બધી જ્ઞાતિઓ અને કોમ પ્રાચીન કાલના ચારવર્ણોમાંથીજ ઉત્પન્ન થએલ છે.